# लो॰ तिलकपर

## (सने १९०८ नो राजद्रोहनो मुकर्दमो)

"મેં સ્વિકારેલા દેશકાર્યની વૃદ્ધિથી મ્હારા સ્વાતંત્ર્ય કરતાં મ્હારાપર આવેલા સંકટો તથા દુઃખોથીજ થવાની, એવી ઇશ્વરી યોજના હોવાનો સંભવ છે!"—લો. તિલક.

પરિસ્થિતિ લોર્ડ કરઝને સને ૧૯૦૫ માં લોકમતને તુચ્છકારી બંગાલના ભાગલા કર્યાથી બંગાલીઓએ તેનો પ્રતિકાર કરવા માટે અનેક પ્રયત્નો આદરી ભારતીય વાતાવરણ સતેજ બનાવી દીધું; અને તેને લીધે રાષ્ટ્રીયત્વની કલ્પના સર્વ સામાન્ય લોકોના મનમાં ઘર કરવા લાગી. બંગભંગ રદ થવાની આશા નિષ્ફળ જવાથી દેશી વર્ત્તમાનપત્રો કડક ટીકા કરવા લાગ્યાં, સભાઓમાં જુસ્સાદાર ભાષણો થવા લાગ્યા અને ગોખલે જેવા નરમપક્ષના નેતાઓએ અધિકારી વર્ગની ગેરવર્ત્તણુક માટે ચેતવણી પણ આપી દીધી. પરંતુ આથી રાએ પરિણામ ન આવતાં બંગભંગ વજ્રલેપ જેવું ભાસવા લાગ્યું ર્ડ કરઝન બેદરકારી બતાવે છે, સ્ટેટ સેક્રેટરી ધ્યાન આપતો નથી ને પાર્લામેંટ આ તરફ નજર પણ ફેરવતી નથી; એમ જ્યારે ગાલીઓને જણાયું ત્યારે તેઓએ દૃઢનિશ્ચય ધારણ કરી સર્વ દુસ્થાનમાં ચળવળો ફેલાવી બ્રિટીશ લોકમતને જાગ્રત કરવાથી કારની આંખો ઉઘડી જશે અને બહિર થએલા કાનોમાં આપણો વાજ પહોંચી શકશે એવા હેતુથી 'સ્વદેશી' અને 'બહિષ્કાર' હિલચાલ પુર જોશમાં ચલાવી. વળી કેટલાક નિરાશ થએલા પવિચારી યુવાનોએ ત્રીજો નિંદ્ય માર્ગ ધરી 'બોંબગોળા' ર 'ખુન' જેવા અરાજકીય કૃત્યો આરંભ્યા. ખુદીરામ બોસ

નામના તરુણ બંગાળીએ બે નિરપરાધિ ગોરી સ્ત્રીઓ પર બોંબગોળા ફેંકી તેમના પ્રાણ લીધાથી એંગ્લોઇંડિયન પત્રકારો ગુસ્સામાં આવી જઇ આ અઘોરકૃત્યના જવાબદાર ફક્ત 'રાષ્ટ્રી પક્ષ' ના નેતાઓજ છે, એવું ભરડવા લાગ્યા. 'એશિયન' તથા 'પાયોનીઅર' જેવા પત્રકારોએ સરકારને રાક્ષસીપણાની સુચના આપી હતી જે આગળ જતાં સવિસ્તર જણાશે. આવી રાક્ષસી સુચના આપનારા પત્રોને શું તિલક જેવા લોકનાયકે યોગ્ય પ્રત્યુત્તર ન વાળવો ? અથવા સરકાર આવી ભયંકર સુચનાનો અમલ કરે તે પહેલાં તિલક જેવા લોક નેતાએ પોતાનો યોગ્ય અભિપ્રાય સરકારને ન જણાવવો ? જ્યારે તેઓએ પોતાનો અભિપ્રાય કેસરીદ્વારા જણાવ્યો ત્યારે તે પત્રપર કેસ ચલાવી લો. તિલકને હદ્‌પાર કરવામાં આવ્યા.

**તિલકપર વારંટ** તા. ૨૪ મી જુન સને ૧૯૦૮ ને દિવસે સાંયકાળે છ વાગે પોલીસખાતાના આહદસ હિંદી ઓફીસરો સરદાર ગૃહમાં દાખલ થયા. લો. તિલક 'કાલ' પત્રના અધિપતિ દેશભક્ત પરાંજપેના કેસ સંબંધી વિચાર કરતા ત્યાં બેઠા હતા. લો. તિલકને વારંટ દેખાડતાવેંતજ 'હું તમારી સાથે આવવાને તૈયાર છું, વારંટ નિકળવાનો છે તે હું જાણતો હતો. એમ તેઓએ કહ્યું. પછી તિલકે બંડી, અંગરખો તથા પાઘડી વિગેરે પોષાક પહેરી પોલીસ ઓફીસરને પુછ્યું કે;—અહીંના રૂમની ઝડતી લેવાનું વારંટ છે કે ? 'નથી' એવો જવાબ મળ્યાથી એક ઘુંટડું પાણી પીને પોલિસ સાથે જવાને તેઓ તૈયાર થયા. સુપ્રી. મી. સ્લોન સરદારગૃહ નીચે તિલકની રાહ જોતા ઉભા હતા. પછી તિલકને ગાડીમાં બેસાડી પો. કોર્ટમાં લઇ ગયા. તેજ રાત્રે આ સર્વ સમાચાર વિદ્યુત વેગે પુના શહેરમાં પહોંચી

ગયા. આ દિલગીરીના સમાચારથી ત્યાંની સર્વ દુકાનો, કેટલીક સ્કુલો તથા ફર્ગ્યુશન કોલેજ પણ બંધ રાખવામાં આવી હતી. તેજ દિવસે ઈ. સુલિવાન મુંબઇથી રવાને થઇ પુનાના ઇ. કીંગને સાથે લઇને રાત્રી સમયે પુનાની ' કેસરી ' ઓફીસમાં ગયો; ને તિલકની પત્નિને તથા બાળકોને એક ઓરડીમાં બેસાડી બાકીના મકાનો ઉપર સીલ મારી દીધું. બીજે દીને મકાનની જડતી લઇ રજીસ્ટર બુકો જમે ખર્ચની ડાયરીઓ તથા કેટલાક કાગળ પત્રો જપ્ત કર્યાં. પછી સિંહગઢના બંગલાની ઝડતી લીધી, પણ ત્યાંથી કંઇ ન મળતાં ખાલી હાથે પાછું ફરવું પડયું.

**પછીની હકીકત** તા૦ ૨૫ મી જુન સને ૧૯૦૮ થી તેમનો મુકદમો મેદાનની પોલીસ કોર્ટમાં મે. એસ્ટન સન્મુખ શરૂ થયો. સરકાર તરફથી સોલી, બોવેન કામ ચલાવવા લાગ્યા. ત્યારે તિલક તરફથી બેરિ. દાવર, બેડસ તથા દિક્ષિત હતા. તા૦ ૧૨ મા મેના કેસરી પત્રમાં દેશનું દુર્દૈવ' નામના અગ્રલેખને માટે પિ. કો. ની ૧૨૪ અ. કલમના આધારે રાજ્યદ્રોહનો અભિયોગ લગાડવામાં આવ્યો. પ્રસ્તુત લેખનું અંગ્રેજી ભાષાંતર દાખલ કર્યા પછી પો. સુ. સ્લોનની તિલકને વારંટથી પકડવા વિષેની, કેસરીના પ્રસિદ્ધ થયેલા અંકો વેચાતા લેવા વિષેની તથા તે પત્રના પુષ્કળ ગ્રાહકો હોવા વિષેની જબાની લેવાઇ તિલકને જામીન પર છોડાવા માટે કોર્ટને અરજ કરવામાં આવી, પણ મેજીસ્ટ્રેટે જામીનપર છોડવા ના પાડી. તા૦ ૨૭ મી જુનને દિવસે પો. સુ. સ્લોન સરકારી વકીલ મી. બોવેન સાથે ચી. પ્રે. મેજીસ્ટ્રેટની કોર્ટમાં જઇ તા૦ ૯ મી જુનના કેસરી પત્રનો 'આ ઉપાય ટકાઉ નથી' નામક અગ્રલેખ રાજદ્રોહી

છે તેને માટે વારંટ માગ્યું અને ૨૯ તારીખે તુરંગમાંજ તે વારંટ તિલકપર લગાડવામાં આવ્યું. આ પ્રમાણે ૧૨૪ અ. તથા ૧૫૩ અ કલમો નીચે આરોપ મુકવામાં આવ્યા. તા૦ ૨૯ મીએ ફરિયાદી તરફથી બેરિ બિનીંગ, તથા બોવેન કામ કરવા લાગ્યા તિલક તરફથી બે. દાવર, ઇંદ્રજીત, કારાભાઇ, ગાડગીળ, બોડસ તથા દીક્ષીત હતા. પ્રારંભે બે. દાવરે એડવોકેટ ટાઇમ્સ અને બોમ્બે ગેઝેટ' પત્રકારોએ ફકત મુકદમાની હકીકત શિવાય ટીકા કિંવા અભિપ્રાય વિષે હાલ કંઇ પણ ઉલ્લેખ કરવો નહી, એવી કોર્ટને વિનંતી કરી. પછી તિલકપર બે મુકદ્દમા કર્યા હોવાથી તે જુદા જુદા ચાલવા જોઇએ એમ સરકાર તરફથી બેરિસ્ટર બીનીંગે કોર્ટને કહ્યું. તેના વિરૂદ્ધ દાવરે કહ્યું કે: —બે લેખ માટે ફકત એકજ આરોપ હોવાથી વખતનો દુર ઉપયોગ ન થાય તેથી એકી વખત કામ ચાલાવવું જોઇએ. પણ મેજિસ્ટ્રેટે જુદી જુદી રીતે કામ ચાલવું જોઇએ એવો મત આપ્યો. મી. બીનીંગે કેસરીના સંપાદક. પ્રકાશક તથા મુદ્રક તરીકે તિલકે કરેલો પ્રતિજ્ઞા લેખ કોર્ટમાં હાજર કર્યો. ઓરિઅંટલ ટ્રાન્સલેટરના ભાસ્કર વિષ્ણુ જોશીએ કેસરીના લેખોનું અંગ્રેજીમાં જે ભાષાંતર કીધું હતું તે માટે તેની સાક્ષી લેવાઇ સાક્ષી લીધા પછી ભાષાંતરો મુકદમામાં દાખલ કરવામાં આવ્યા. 'કેસરી' ના મુંબઇના એજંટ રા. નારાયણ જગન્નાથ દાતારની મુંબઇના ગ્રાહકોને કેસરી"ના અંકો પહોંચાડવામાં આવ્યા તે સંબંધી સાક્ષી લેવાઇ. ઈ. સુલિવાને કેસરી ઓફિસની જે ઝડતી લીધી હતી તે સંબંધી પણ જબાની લેવાઇ. જબાનીમાં તેમણે કહ્યું કે:—તિલકના લખવાના ટેબલના જમણા ખાનામાંથી એક પોસ્ટ-

કાર્ડ મળ્યું છે, કે જે પોસ્ટમાંથી આવેલું ન હતું પણ તેની એક બાજુએ કાંઇ લખેલું જણાતું હતું, પછી મેજીસ્ટ્રેટે ૧૨૪ અ. તથા ૧૫૩ અ. કલમના આધારે આરોપ મુકી મુકદમો સેશન કમિટ કર્યો. તા૦ ૯ મી જુનના બીજા લેખ માટે પણ આ પ્રમાણે કામ ચલાવી મુકદમો સેશન કમીટ કર્યો. પછી તિલક તરફથી પોતાને જામીન પર છોડાવા માટે અરજી કરવામાં આવી, પરંતુ જસ્ટીસ દાવરે તિલકને જામીનપર છોડાવા ના પાડી. જુલાઇની ૩જી તારીખે એડવોકેટ મી. બ્રેન્સને જ. દાવરને સ્પેશિઅલ જ્યુરી પાસે મુકદમો ચાલવો જોઇએ એવી અરજ કરી તેના વિરૂદ્ધ માનનીય બેપ્ટીસ્ટાએ તિલક તરફથી એવી તકરાર લીધી કે સ્પેશિઅલ જ્યુરિ પાસે જો મુકદમો ચાલશે તો આરોપીની ઘણી નુકશાની થશે. તેના તરફ કંઇ પણ ધ્યાન ન આપતાં જ. દાવરે સ્પેશિઅલ જ્યુરી પાસે મુકદમા ચલાવવાનો હુકમ કર્યો.

**હાઇ કોર્ટમાં મુકદમો:—** તા૦ ૧૩ મી જુલાઈ સને ૧૯૦૮ ના સાડા અગીઆર વાગે મુંબઇ હાઇ કોર્ટમાં મુકદમો ચાલુ થયો સરકાર તરફથી એ. જનર્લ મી બ્રેન્સન, મી. બોવેન, મી. બીનીંગ તથા મી. ઇન્વરેરીટી હતા. તિલક તરફથી મુકદમો ચલાવવા ખુદ લો. તિલક તૈયાર થયા. તેમને મદદ કરવા બે. બેપ્ટીસ્ટા, લો. ખાપર્ડે, રા. કરંદીકર, શ્રાયુત કેલકર, મી બોડસ રા. રા. દીક્ષીત તથા ગાંધી હતા તિલકને એ. જર્નલના ટેબલ પાસે ખુરશી આપવામાં આવી હતી. આ બંને આરોપો સરખા સ્વરૂપના હોવાથી એકજ સ્પેશિયલ જ્યુરી પાસે મુકદમો ચાલવો જોઇએ, એવી મી. બ્રેન્સને અરજ કરી. આ અરજ વિરૂદ્ધ તિલકે તકરાર લઇ ૨૭૩ કલમના આધારે બે મુકદમાની તપાસ જુદી જુદી રીતે થવી જોઇએ એમ કહ્યું. બંને પક્ષની વાત સાંભળી લઇ 'ગુનાને કારણભુત થયેલો

વ્યવહાર એકજ નથી, તથાપી ચાર આરોપોમાંથી એક કાઢી લેવાને જો એ. જર્નલ તૈયાર હશે તો બંને મુકદમા એકદમ ચાલુ થવા માટે હું હુકમ આપીશ એમ ન્યાયમુર્તિ દાવરે કહ્યા પછી તે મુકદમાનો ૧૫૩ અ. કલમ નીચેનો આરોપ ખેંચી લેવામાં આવ્યો; અને આ બંને મુકદમા એકી વખતે ચાલુ થયા. પછી તિલકને આરોપીના પીંજરામાં ઉભા રાખી તેમના ઉપરના આરોપો વાંચી દેખાડવામાં આવ્યા, હું નિર્દોષ છું' એમ તિલકે જણાવ્યાથી તેઓને પુનઃ પોતાની ખુરશી પર બેસવાની પરવાનગી મળી. કલાર્ક ઓફ ધી કાઉને આક્ષેપ લીધેલા લેખોના અંગ્રેજી ભાષાંતરો વાંચી દેખાડયા પછી ભાષાંતરો ભુલ ભરેલા છે" એમ તિલકે કહ્યું.

કેટલાક જ્યુરરો સંબંધી બંને પક્ષ તરફથી વાંધો ઉઠાવવામાં આવ્યા પછી છ યુરોપિયન એક યાહુદી તથા બે પારસીની સ્પેશિઅલ જુરી નિમવામાં આવી. અને મુકદમો શરૂ થયો. અહીં એક બે બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે કે જ્યુરિમાં મરાઠી' ભાષા જાણનારો એક પણ દક્ષિણિ ન હતો અર્થાત એક પક્ષીય જુરી નીમવામાં આવી હતી. કહેલું છે કે પાપ કર્મ કર્યા પછી પોતાના પાપ કર્મથી ડરવાને લીધે પુરૂષનો સ્વર ફાટી જાય છે, મુખ ઝાંખું પડી જાય છે દ્રષ્ટી શંકાશીલ થઇ જાય છે ને તેજ નાશ પામે છે. આવતી વેળા અપરાધી કૈસો ખાતો ખાતો આવે છે, તેનું મુખ ઝાંખુ પડી જાય છે, કપાળમાં પરસેવો વળે છે, અને વચનો બહુ ગળગળાં બોલે છે. પાપ કરનારો અપરાધી પુરૂષ, કચેરીમાં નીચું જોઇ રાખે છે. માટે શાણા પુરૂષોએ ઉપર કહેલા લક્ષણો પરથી પ્રયત્ન પુર્વક અપરાધીને ઓળખી કાઢવો. બીજુ નિરપરાધી મનુષ્ય પ્રસન્ન. મુખનો, હરખાયલો સ્પષ્ટ બોલનારો, રાતા નેત્ર વાળો હોય છે અને કચેરીમાં રૌબથી તથા દ્રઢતાથી બોલે છે. આ રીતી

એ જોતાં તિલક તદન નિરપરાધીછે એ આગળ જતાં જણાઇ આવશે. એરિ.ઇન્વરેરિટીએ પિનલ કોડમાંની રાજદ્રોહની કલમ વાંચી દેખાડી દેશનું દુર્દૈવ' તથા 'આ ઉપાય ટકાઉ નથી, આ લેખો અનુક્રમે ૧૨૪ તથા ૧૫૩ અ કલમ નીચે કેવી રીતે આવે છે તે વિષે કહ્યું ૧૫૩ અ કલમના આધારે મુકવામાં આવેલો આરોપ સિદ્ધ કરવા માટે. તે દિવસના કેસરીમાંના કેટલાક ઉતારા તેઓ વાંચવા લાગ્યા, પણ પુરાવામાં દાખલ કર્યા શિવાય આ લેખ અહીં વાંચી શકાય નહી એવી તિલકે હરકત લીધાથી લેખ વાંચવાનું કામ બંધ કરવામાં આવ્યું. પછી મુકદમાના પુરાવા લેવાની શરૂઆત થઇ આ પુરાવામાં ફરીયાદ કરવા માટે સરકારે આપેલી મંજુરી તથા લેખોનાં અંગ્રેજીમાં કરેલાં ભાષાંતરો વિગેરે દાખલ કરવામાં આવ્યા. તે પછી તિલકે રા. જોશીની ભાષાંતર સંબંધી બે દીવસ સુધી ઉલટ તપાસ કરી ભાષાંતર કર્ત્તાની કેટલીક ભૂલો કોર્ટને બતાવી ત્યારપછી પો. ઇ. સુલીવાનની સાક્ષી લેવામાં આવી, તેમાં પુનાના તિલકના મકાનની તથા ઓફીસની ઝડતી લેતી વખતે તિલકના ટેબલમાંથી એકપોસ્ટકાર્ડ મળ્યાનું જણાવ્યું. "મુકર્દમાની બાબત સાથે કાર્ડનું કંઇ પણ લાગતું વળગતું નથી માટે પુરાવા તરીકે તે લેવો જોઇએ નહી. એમ તિલકે હરકત લીધી પણ કોર્ટે તે વાત અમાન્ય કરી પોસ્ટકાર્ડ પુરાવામાં દાખલ કીધો, ત્રીજે દિવસે મુકર્દમાનું કામ શરૂ થતાં ઇ. સુલીવાનની ઉલટ તપાસ કરવામાં આવી તિલકે કોર્ટને જે લેખી જવાબ આપ્યો હતો તેમાં "કેસરી પત્રની સર્વ જવાબદારી મારાપર છે. રાજકીય ચર્ચા કરતી વખતે મેં મરાઠી શબ્દ માટે પ્રતિશબ્દ તરીકે કેટલાક શબ્દો અંગ્રેજીનાં વાપર્યા છે, હિંદુસ્થાનના રાજકારભારમાં કેવા પ્રકારના સુધારાની જરૂર છે તે વિષે તથા જ્વાલાગ્રાહી પદાર્થ સંબંધી કાયદો પાસ થયા પછી તે બાબત પર ટીકા કરવાનો મ્હારો ઇરાદો હોવાથી

તે વિષેના પુસ્તકોના નામ એક કેટલોગમાંથી આ કાર્ડપર લખી રાખ્યા હતા." તિલકે આ કાગળપત્રો એકાએક કોર્ટમાં હાજર કરવાથી તેઓનો બોલવાનો હક નષ્ટ થાય છે એ મુદ્દાપર વાદવિવાદ થયા પછી ન્યાયમુર્તિ દાવરે કહ્યું–"મી૦ બ્રેન્સન ઉત્તર તરીકે જે ભાષણ કરશે તેમાં કંઇ નવીન બાબત હશે તો તેને માટે ખુલાસો કરવા હું તમને પરવાનગી આપીશ."

**લો. તિલકનું ભાષણ.**—પછી લો. તિલકે જ્યુરીને ઉદ્દેશીને સાડા ચાર દિવસ સુધી જે ભાષણ કર્યું હતું તે આ પ્રમાણે છે. તેઓએ કહ્યું કે;—"મારામાં એડવોકેટ જનરલ જેટલું વક્તૃત્વ નથી તથાપિ મારા પોતાના લેખ વિષે મારે જાતે ખુલાસો કરવો યોગ્ય ગણાશે જેથી મેં આ કામ મારે માથે ઉપાડી લીધું છે. મારાપર મુકવામાં આવેલા આરોપો સ્પષ્ટ તથા વિવક્ષિત નથી, આખા લેખોજ આરોપમાં દાખલ કરવામાં આવ્યા છે. જેથી ફરીયાદીનો જોર જે વાકય પર યા જે ભાગ પર હોવાનો સંભવ છે. તે વાક્યનો યા તે ભાગનો ઉલ્લેખ કરવાની જવાબદારી મારા પર આવી પડી છે. ફરિયાદિ પક્ષે ફકત મારી શબ્દ રચના પરથી તમને કેટલાક અનુમાનો કાઢવાનું કહ્યું છે, તે સિવાય બીજું કંઇ પણ કહ્યું નથી કૃત્યોના સ્વાભાવિક પરિણામ એજ કૃત્ય કરવાના હેતુ હોય છે, એ તત્વના આધારે મને રાજ્યદ્રોહી ઠરાવવા માટે તમને કહેવામાં આવ્યું છે. લેખોની પ્રસિદ્ધી, લેખોના લાક્ષણિક અર્થ (ધ્વનિતાર્થ) તથા લખવાનો હેતુ, આ પ્રમાણે આ મુકદ્દમાંનાં ત્રણ વિભાગ થઇ શકે છે' પ્રસિદ્ધીની જવાબદારી મેં લીધેલી છે, ભાષાંતરો અર્થના અનર્થ કરનારા હોવાથી તે ઉપરથી લાક્ષણિક તથા ધ્વનિતાર્થ કાઢી શકાય નહી, અને હેતુ સિદ્ધ કરી બતાવવા માટે ફકત એક પોસ્ટકાર્ડ લાવવામાં આવ્યું છે. જે સમાજ વિષેની

તમને રતીભાર જેટલીએ માહિતી નથી તે સમાજમાં આ ખોટાં ભાષાંતરો થકી દ્વેષભાવ કિંવા તિરસ્કાર ઉત્પન્ન થશે એમ માની મને દોષીત ઠરાવવો એ ઉચીત નથી પરંતુ ભયંકર છે, ફ્રેંચ લોકો માટે લખેલા ફ્રેંચ ભાષાના લેખો વડે ઇગ્લાંડના લોકોપર શો પરિણામ થશે (?) એ ઠરાવવાનું કામ અંગ્રેજી ભાષાંતર પરથી ઇંગ્લાંડની જ્યુરિ લઇ શકશે કે ? તેજ પ્રમાણે સામેની બબત વિષે તમને માહિતી ન હોવાથી આ બાબત પર નિર્ણય આપવો અશકય છે ૧૨૪ અ. કલમ તરફ સૂક્ષ્મતાથી જોશો તો તમને તેમાં બે વિભાગ દેખાઇ આવશે. પહેલાંમાં પ્રત્યક્ષ રાજદ્રોહ કરવા વિષેનો મુદો છે, પણ આ આરોપ મુકયો હોય એમ મને લાગતું નથી કારણ કે મારા લેખોથી કોઇ ઠેકાણે શાંતતા ભંગ થવાનો પુરાવો તમારી પાસે મુકવામાં આવ્યો નથી. બીજા ભાગમાં અપ્રિતિ ઉત્પન્ન કરવાના 'પ્રયત્ન' નો મુદો છે. 'અપ્રીતિ' ભાવરૂપી મનોવિકાર છે, તેનો અર્થ પ્રજા ધર્મમાંથી વિમુખ કરવો એમ થાય છે. 'ભાલા' પત્રના કેસ વખતે જસ્ટીસ બેટીએ એમ કહ્યું હતું કેઃ—"હેતુપુરસ્સરે વિચાર કરી કૃત્ય કરવા પ્રવૃત્ત થવું એનું નામ પ્રયત્ન કરવું" કેવળ એકાદ લેખ પ્રસિદ્ધ કરવો એ કંઇ પ્રયત્ન કર્યો કહેવાય નહિ પ્રયત્નને તો ગુન્હો કરવાનો હેતુ જોઇએ છે. હેતુ બતાવાને માટે લેખોનું પ્રસિદ્ધીકરણ દાખલ કરવામાં આવ્યું છે, પણ પ્રસિદ્ધીકરણથી કોઇપણ હેતુ સિદ્ધ કરી શકાય નહિ, પ્રકાશકનો હેતુ લેખો વડે 'અપ્રીતિ' ઉત્પન્ન કરવાનો હતો એમ જ્યારે બતાવી શકાય ત્યારેજ હેતું સિદ્ધ થયો એમ કહી શકાય જો લેખોનુ પ્રસિદ્ધીકરણ એજ કેવળ 'પ્રયત્ન સિધ્ધ કરવા પુરાવો હોય તો કોર્ટના કલાર્કે પણ તમારી સમક્ષ આ લેખો વાંચી બતાવી એક પ્રકારે પ્રસિધ્ધતા કરી છે, તો તેના ઉપર પણ રાજદ્રોહનો મુકર્દમો શા માટે ન થવો જોઇએ ? તેજ પ્રમાણે હિંદુસ્થાનના ઘણાં ખરા વર્તમાન પત્રોમાં આ લેખો પ્રસિધ્ધ થયા છે તો શું તે પત્રો પણ રાજદ્રોહનો પ્રયત્ન કરવાના ગુન્હેગાર છે? નહી,

કારણ કે લોકોને માહીતી આપવાને માટેજ આ લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. હેતું સિધ્ધ કરી આપવાની પ્રતિપક્ષીઓની ઈચ્છા નથી. કેવી પરિસ્થિતિમાં લેખ લખવામાં આવ્યા હતા કિંવા લેખ લખવાનો હેતુ શો હતો એ સિધ્ધ કરી આપવાની જવાબદારી આરોપીપર મુકવામાં આવી છે. રાજદ્રોહની ફરિયાદ વિષે હાલ એમ ઠરાવવામાં આવ્યું છે કેઃ- ખુલાસાનો ફાયદો આરોપીને શા માટે આપવો જોઇએ. ટીકા કરવાની મર્યાદા ઉલ્લંઘી છે કે નહી એ ફરિયાદીએજ બતાવવું જોઇએ. હેતુ કેમ ઓળખી શકાય ? એ કંઇ જડ વસ્તુ નથી બીજાના મનમાં શું છે એ સમજવું ઘણું મુસ્કેલ છે, કોઇના મનમાંનો હેતુ હંમેશાં અનુમાનથીજ કાઢી શકાય છે. પણ એકાદ બે વાતચિત પરથી ન કાઢતા સામેની સર્વ પરિસ્થિતિ ઉપરથી કાઢવો જોઇએ. જો વર્તમાનપત્રકારોને લેખ લખવાની છુટ છે તો સરકારના અમુક કૃત્યો ખરાબછે એમ પણ કહેવાનો તેઓનો હકક છે. સરકારના ખરાબ કૃત્યો માટે નિષેધ પ્રદર્શિત કરવાનો દરેક લેખકોને પુર્ણ હકક છે. સરકારી રાજકારભારમાં સુધારણા થવી જોઇએ એવા ઉદેશથી જો લેખ લખવામાં આવ્યા હોય તો તે કોઇ દિવસ પણ રાજદ્રોહી કહી શકાય નહિ. મને કરોડાધિપતિ થવું છે એવી આશા મેં જો પ્રગટ કરી તો હું આજ રાત્રે કોઇ કરોડાધિપતીના ઘરપર હુમલો કરવાનો છું એમ સમજી મને કંઇ ગુનેગાર ઠરાવી શકાય નહિ શું પ્રમાણિકતાથી પૈસા કમાવીને કરોડાધીપતી થવાનો માર્ગ ખુલ્લો નથી? અમલદાર વર્ગની બે જવાબદાર રાજ્યપધ્ધતિ યા જુલમી રાજ્યપધ્ધતિ બદલાવવી જોઇએ એમ મેં કહ્યું, એટલે આ રાજ્યવ્યવસ્થા વિરૂધ્ધ બળવો ઊઠાવવાનો મેં ઉપદેશ કર્યો, કિંવા તે માટે દ્વેષબુદ્ધિ ઉત્પન્ન કરી એમ કદી પણ કહી શકાય નહી. મરાઠી સમાજની તમને બરાબર માહિતી ન હોવાથી આ કાર્ય તમે યોગ્ય પ્રકારે

બજાવી શકશો નહિ. મારા મીત્ર બેપ્ટીસ્ટાએ જે દાખલો સૂચવ્યો છે તે ધ્યાનમાં લ્યો. ગોહત્યા સંબંધી એકાદ લેખ હિંદુઓના મન પર ઉશ્કેરણી કરે છે પણ મુસલમાનો પર તેની કંઇ અસર થતી નથી; માટે કયા લેખથી શો પરીણામ આવશે એ ફક્ત લેખ પરથીજ ન શોધતાં તે લેખ જે સમાજમાં વંચાએ છે તે સમાજની પરિસ્થિતિ ઉપરથી ઠરાવવું જોઇએ. વિશ વર્ષ પુર્વે જે વાતો ભયંકર જણાતી હતી તે વાતો આજે બહુ ભયંકર જણાતી નથી, અને **આજે ભયંકર દેખાતી વાતો દશ વર્ષ પછી તદન યોગ્ય લેખાશે.** દુષ્ટ હેતુ માટે પુરાવો ન જોઇએ એમ જો ઠરાવવામાં આવે તો કોઇપણ લેખ રાજદ્રોહ ભરેલો છે એમ કહી તેને શિક્ષા કરવાનો નવો ઉપક્રમ શરૂ થશે. આ લેખો તિલકે લખ્યા છે માટે તે રાજદ્રોહીજ હોવા જોઇએ એવો પણ કેટલાક લોકોનો મત હશે; પરંતુ તિલકે લખેલા લેખ કિંવા અન્ય કોઇએ લખેલા લેખથી જુદીરીને કંઇપણ સબંધ નથી. ઇંગ્લાંડના લોકોને જે પ્રકારના મુદ્રણ તથા વાક્સ્વતંત્રયના હક્ક આપવામાં આવેલા છે તે પ્રકારના કાયદેસર હક્કો અહીંના લોકોને પણ મળેલાં છે. ત્યારે શું તમે તેનું યોગ્ય સંરક્ષણ નહી કરો? મ્હારા દેશબંધુઓના જે વિચાર તથા જે મત છે તે પ્રસિદ્ધ કરવાનો મને પૂર્ણ હક્ક છે. મ્હારાપર દયા કરો અગર મહેરબાની કરી મને ક્ષમા કરો, એવી મારી બીલકુલ માગણી નથી મેં જે જે લખ્યું છે તેની પૂર્ણ જવાબદારી લેવા હું તૈયાર છું, મેં આ લેખો લહેરમાં આવી જઇ લખ્યા માટે મને માફ કરો એમ મ્હારૂં બિલકુલ કહેવું નથી; મેં જે પ્રકારના લેખો લખ્યા છે તેવા લેખો એ પ્રસંગે લખવા જોઇતા હતા, એવો મ્હારો ચોખ્ખો મત હોવાથી મ્હારા કર્તવ્યને સ્મરીને મેં આ લેખો લખ્યાં છે. હું સરકારનો માનીતો નથી એ સારી રીતે જાણુંછું. પરંતુ

સરકારની ખફા મરજીનો મનુષ્ય હોઇશ તથા તમારી પણ મ્હારાપર કદાચ ખફાદ્રષ્ટી હશે તોપણ મ્હારા જેવા સરકારની ખફા મરજીએ પહોંચેલા મનુષ્યને પણ ન્યાય માગવાનો હક છે તથા યોગ્ય ન્યાય કરવો એ તમારૂં કર્ત્તવ્ય છે. હાઇકોર્ટના ભાષાંતરકારે બુદ્ધિપુરસ્સર આ લેખોનો વિપર્યાસ કર્યોછે એમ મ્હારૂં કહેવું નથી; કારણકે બુદ્ધિપુરઃસર ખોટા ભાષાંતરો થયા એમ સિદ્ધ કરી આપવાનો મ્હારી પાસે પુરાવો નથી. પરંતુ બુદ્ધિપુરઃસર કિંવા અબુદ્ધીપુરઃસર ભાષાંતરો કર્યા હોય તથા મૂળ લેખોના અર્થનું જો તેમાં ખૂન થયું હોય, તો તે આરોપીને વિઘાતક છે એ કોઇપણ કહી શકશે. માટે ખોટાં ભાષાંતરો દુષ્ટ હેતુથી કર્યાં કે શુદ્ધહેતુથી કર્યાં એ ઠરાવની કશી જરૂર નથી. ભાષાંતરો ખોટાં તથા ભૂલભરેલાં હોવાથી તેનાપર આરોપીને દોષીત ઠરાવી શકાય નહી એટલી વાત તમે સમજી શકયા એ બસ છે. સરકારે મ્હારા પ્રયત્નપર પત્થર મુકયો કિંવા લોકોએ આ તરફ ઢુંકીને પણ ન જોયું જેથી કરીને મ્હારો પ્રયત્ન સફળીભુત થયો નહીં એવા પ્રકારના પુરાવા ફરિયાદીએ લાવવા જોઇતા હતા. વારૂ, ખાલી 'પ્રયત્ન' કરવાનોજ આરોપ નથી પણ મ્હારા લેખોથી સરકાર વિરૂધ્ધ દ્વેષભાવ, અપ્રીતિ, તિરસ્કાર વિગેરે દુષ્ટ મનોવિકાર ઉપસ્થિત થયા છે. કિંવા મ્હારા તરફથી પૂર્ણ રીતે ગુન્હો થયો છે, એમ જો કહેવાનું હોય તો સરકારે ખુલ્લી રીતે પુરાવા લાવી સાબીત કરવું જોઇએ તોજ રાજદ્રોહ થયો છે એમ કહી શકાય. મ્હારા પર રાજદ્રોહ કરવાનો આરોપ છે કે રાજદ્રોહ ફેલાવવાનાં પ્રયત્ન કરવાનો આરોપ છે એ સ્પષ્ટતાથી ન કહેતાં રાજદ્રોહ નહીં તો રાજદ્રોહ ફેલાહવાનો પ્રયત્ન થયો છે; એ પ્રમાણે તેં નહીં તો ત્હારા બાપે ગાળો આપી હશે અને ત્હારા બાપે નહીં તો તેં આપી હશે. આવા પ્રકારનું હાસ્ય-

સ્પદ તથા શિયાળશાહી તર્કશાસ્ત્ર લઢાવીને કોઇને તુરંગમાં હડસેલવાનો ઘાટ ઘડવો એ નીચપણાનો દાવપેચ છે. આમાં સરળતા બિલકુલ નથી. **હું જે સમાજમાં રહું છું, હું જે લોકોમાં વસું છું તથા જે લોકોમાં મ્હારા લેખોનો પ્રસાર થાય છે, એવા લોકોમાંથી ફક્ત બાર જણાઓ જો આ લેખો રાજદ્રોહી ઠરાવશે તો તેઓનો નિકાલ મ્હારે શિરસાવંદ્ય છે.** લોકમત પ્રદર્શિત કરવા માટે વર્તમાનપત્રો કાઢવામાં આવ્યા છે, ત્યારે લોકમત પ્રદર્શીત કરવો એ મ્હારૂં કર્ત્તવ્ય હોવાથી તે કર્તવ્ય બજાવવું જોઇએ. ધારો કે તમેજ મ્હારી જગાએ હોત તો શું કર્યું હતે? ચાલુ વિષયપર લખાણો ન કરવા તો વર્ત્તમાનપત્રોએ શું કરવું? દેશમાં ભયંકર અત્યાચારો ચાલતા હોય ત્યારે અમલદાર વર્ગ આપખુદી સત્તા ચલાવવાની યોજના કરે તેવે વખતે શું મ્હારે હાથ જોડીને બેશી રહેવું? અસ્વસ્થતાના દિવસો ચાલે છે માટે ફક્ત ધાર્મીક વિષયોપર કિંવા પ્રાચીન શિલા લેખ સંબંધી લેખો લખી--કર્ત્તવ્ય પરાઙ્મુખ થઇ--વર્ત્તમાનપત્રોના કોલમો ભરી નાંખ્યાં હોત તો શું મેં મ્હારૂં કર્ત્તવ્ય બજાવ્યું એમ ગણાત કે? વર્ત્તમાનપત્રોનું અસ્તિત્ત્વ ચાલુ ખબરો વિષે ઉહાપોહ કરવા માટે થએલું હોય છે. **જ્યાં સુધી હું વર્ત્તમાનપત્રનો અધિપતી છું તથા જ્યાં સુધી મને લેખ લખવાની કાયદેસર છુટ છે, ત્યાં સુધી મને યોગ્ય લાગશે તે રીતે હું ઉહાપોહ કરીશ.** એંગ્લો ઇંડિયન પત્રકારોના મતખંડન કરવા માટે તથા તે પ્રસંગે યોગ્ય ઉપાય કર્યો થશે એ સરકારને સૂચવવાને માટે મેં આ લેખો લખ્યા છે. તમને એમ લાગશે કે મને જો સરકારને ઉપદેશ કરવાનો હતો તો સરકારી બંગલે જઇ અમલદારોના કાનમાં કહેવો હતો; પરંતુ એ કામ કંઇ વર્ત્તમાન-

પત્રકારોનું નથી. અમલદારોને મળવા જવા માટે કંઇ મને પગાર આપવામાં આવતો નથી. લોકહિતની બાબતોમાં હું મ્હારા વિચારો નિર્ભયતાથી પ્રસિદ્ધ કરૂં છું અને તેમ કર્યું એટલે મેં મ્હારૂં કર્ત્તવ્ય બજાવ્યું એમ હું સમજાું છું. ઉચ્છૃંખલ અમલદાર વર્ગ તથા પ્રજાજન આ બંનેમાં વર્ત્તમાનપત્રકાર મધ્યસ્થ છે અને લોકમત શો છે તે સરકારની દૃષ્ટીસમીપ લાવે છે જુલમી વિગેરે શબ્દોનો ભાષાંતર 'બેજવાબદાર' તથા 'અનિયંત્રિત' (despotie and arbitiatory) શબ્દોથી કરવો જોઇતો હતો. આટલી બધી ભૂલો મેં બતાવી છે દરેક ભૂલ મ્હારેજ બતાવવી જોઇએ એમ કોઇથી પણ કહી શકાય નહિ. હાઇકોર્ટના ભાષાંતરકર્ત્તાની સર્વ ભૂલો સુધારીને ખરા ભાષાંતરો સરકારને મફતના આપવાને માટે હું કંઇ અહીં આવ્યો નથી હાઇકોર્ટના ભાષાંતરકારે દુષ્ટ હેતુથી આ ભાષાંતરો કર્યા છે એમ મેં કહ્યુંજ નથી. પરંતુ મ્હારાપર આરોપની તથા શિક્ષાની ભયંકર તલવાર લટકતી હોવાથી મ્હારા બચાવને માટે મને ભાષાંતરમાંની ભૂલો બતાવવી પડે છે. મેં એડવોકેટ જનરલને પ્રશ્ન કર્યો હતો કે બીજાં ખરાં ભાષાંતરો અહીં લાવવાના છે કે નહીં? જવાબમાં તેમણે જણાવ્યું કે નવા ભાષાંતરો લાવવાની અમારી મરજી નથી. જો ખરા ભાષાંતરો લાવવાની તમારી મરજી નથી તો શું ખોટાં તથા ઘેલછાં ભરેલા ભાષાંતરોપરથી શિક્ષા કરવાનો વિચાર છે કે? કાયદાનો એવો નિયમ છે કે આરોપમાંનો મુદ્દો પોકળ તથા ભુલો ઠરાવવામાં આવે તો આરોપીને દોષમુક્ત કરવો જોઇએ યા તો તેની ફરીથી ચોકશી કરવી જોઇએ. ભાષાંતરોમાં ઠેકઠેકાણે ઘણી મહત્વની ભૂલો રહી ગઇ છે એમ દેખાડયા છતાં આવી બેદરકારી બતાવવામાં આવે એ આશ્ચર્ય જેવું છે! પછી લો. તિલકે હાઇકોર્ટના

ભાષાંતરોમાંથી કેટલીક ભૂલો જુરી સમક્ષ દેખાડીને પોતાનું ભાષણ આગળ ચલાવ્યું. "મેં કોર્ટમાં દાખલ કરેલા વર્ત્તમાન-પત્રોના ત્રણ અથવા ચાર વર્ગ થઇ શકે છે. 'પાયોનિઅર' 'ઇંગ્લીશમેન,' 'શિવિલ મિલીટર ગેઝેટ,' 'ટાઇમ્સ ઓફ ઇંડિયા,' 'એમ્પાયર' તથા 'એડવોકેટ ઓફ ઇંડિયા' આ પત્રોએ પ્રસિદ્ધ કરેલા વિચારો પહેલા વર્ગમાં ગણાય છે. 'બંગાલી,' 'હિંદુ,' 'મદ્રાસ સ્ટેંડર્ડ' 'અમૃતબઝાર પત્રીકા' 'પંજાબી' અને 'ઇંડીયન પેટ્રીઓટ' આ દેશીપત્રો અંગ્રેજીપત્રોના ટીકાત્મક લેખોને પ્રતિઉત્તર આપતા હોવાથી બીજા વર્ગમાં ગણાય છે. આ પ્રમાણે અંગ્રેજી પત્રોના મત પ્રથમ વાંચવામાં આવે છે. પછી વિલાયતના પત્રોનો લોકમત અમારી નજરે પડે છે. મેં જે લેખો લખ્યાં છે તે વગર કારણે નહીં પણ પ્રત્યુત્તર માટેજ શાંત તથા નમ્રભાવામાં લખ્યાં છે. આઘાત અને પ્રત્યાઘાતમાંનો આ એક પ્રકાર છે. આઘાતના પ્રમાણમાં મ્હારી ભાષા ઘણી નમ્ર છે. આઘાત કેવો ભયંકર છે એ 'પાયોનિઅર,' 'એશીયન,' 'ઇંગ્લીશમેન' વિગેરે પત્રોપરથી જણાઇ આવશે, "ધારા-સભાનાં નામદારોથી તે બોંબ ફેંકનારા અરાજકો એકજ માળાના મણી છે અને એક અંગ્રેજનો વાળ વાંકો થતાં દશ દેશીઓને ગોળીબાર કરી ઠાર કરવા જોઇએ."—આવા પ્રકારનો રાક્ષસી ઉપદેશ પાયોનિઅર પત્રે કર્યો હતો "કીંગ્સફર્ડ સાહેબે ગોળીઓથી ભરેલી એક કોથળી પોતાની પાસે રાખી કોઇ ન જોએ તેમ ખીસામાંથી કહાડી એકાદ દેશીપર ગોળી બહાર કરવાનો અભ્યાસક્રમ રાખશે."—એવી એશિયનપત્રે આશાપ્રદર્શિત કરી હતી. "જ્યાં સુધી બહિષ્કારથી સામાજિક દ્વેષભાવ ઉત્પન્ન કરવામાં આવે છે, જ્યાં સુધી સ્કુલોમાં રાજકીય શિક્ષણ આપવામાં આવે છે અને જ્યાં સુધી અરાજનિષ્ટ થએલા

માણસને રાજકીય નેતા થવાનો હક છે, ત્યાં સુધી આવા અઘોર મનુષ્યો ઉત્પન્ન થવાનાજ."—આ પ્રમાણે સ્ટેટ્સમેનપત્રે ધ્વનિત કર્યું હતું. "સરકારની જાપતાની રાજનીતિ હજી સુધી યશસ્વિ થઈ નથી તેનું કારણ આ નીતિ જોઇએ તેવી કડક નથી. હજાર મોંઢાવાળા ભયંકર સાપની ફેણો કાગળ કાપવાની છુરીથી કાપવા તૈયાર થવું એ મૂર્ખતા છે."—એડવોકેટપત્રે આ પ્રમાણે કહ્યુંછે. મ્હારા લેખો પહેલા આવા પ્રકારના ભયંકર લેખો લખવામાં આવ્યા હતા. મેં વાંચી બતાવેલા એંગ્લોઇન્ડીયન પત્રોના ઉતારા દુષ્ટબુદ્ધિથી નથી લખવામાં આવ્યા એમ કહેવાને કોઇ તૈયાર છે કે? એંગ્લોઇન્ડિયનપત્રકારોએ વાપરેલી ભાષા અસભ્ય, હદ ઉપરાંત કડક, અને દેશીલોકોમાં ખીજવાટ ઉત્પન્ન કરે તેવી ન્હોતી કે? આવી સ્થિતિમાં અમારે શું કરવું જોઇતું હતું? આવી ટીકાઓ ખંડન કરવી એ અમારૂં કર્ત્તવ્ય ન્હોતું કે? વસ્તુતઃ દેશીવર્ત્તમાનપત્રકારોએ એજ કાર્ય કર્યું હતું અને તેથીજ મેં 'બંગાલી' વિગેરે પત્રોના અંકો અહીં દાખલ કર્યાં છે. "આપખુદી સત્તાથી રાજ્ય ચલાવવું એ નામરદાઇનું લક્ષણ છે. પ્રેમભાવથી તથા લોકરંજનથી રાજ્ય ચલાવવું એજ ખરો માર્ગ છે."–બંગાલી, તા૦ ૬ મે ૧૯૦૮. આપખુદી સત્તાથી લોકોની મનોવૃત્તિ શાંત ન થતાં વેરભાવ તથા દ્વેષભાવ વધવાનાજ." અને તા૦ ૧૫ મીના અંકમાં એમ કહ્યું છે કેઃ–"લોકોને ભાષણ સ્વાતંત્ર્ય તથા મુદ્રણ સ્વાતંત્ર્ય આપ્યા શિવાય અમલદાર વર્ગની સત્તા ટકી રહેવી અશકય છે. અમલદારોની હાલની એકમુખી રાજપદ્ધતી પર કોઇનો પણ દાબ ન હોવાથી આ રાજ્યપદ્ધતિએ

લોકોને ગુલામ કરી નાખ્યા છે."—ઇન્ડીયન પેટ્રીઓટ તા. ૧૪ તથા ૧૫ મી મે સને ૧૯૦૮. "હાલ હિંદુસ્થાનમાં ફક્ત અરાજક તથા સરકારની ખુશામત કરનાર લોકો છે, પણ સરકારને ઉપદેશ આપનારો કોઇ નથી."—પંજાબી તા. ૮ મી મે સને ૧૯૦૮. આ પ્રમાણે 'ગુજરાતી,' 'ઇંદુપ્રકાશ,' 'સુધારક,' વિગેરે પત્રોના તથા વિલાયતના 'ઇંડિયા,' 'કોંટેમ્પરરી રિવ્યુ' વિગેરે પત્રોના જે ઉતારા મેં આપ્યા છે તે સર્વ મ્હારા વિચારને મળતા છે. મેં જે આ સર્વ ઉતારા દાખલ કર્યાં છે આ ઉપરથી તે વેળા કેવી પરિસ્થિતિ હતી એ તમને જણાઈ આવશે, **અમલદાર વર્ગની સત્તા ઓછી** કરીને લોકોના હાથમાં તે સત્તા આવવી જોઇએ. અંગ્રેજોએ સ્વાર્થથી ચલાવેલો રાજકારભાર સાંખી શકાય પણ લોકોને તો વધુ સત્તા તથા વધુ હક્કો મળવાં જોઇએ, એમ મ્હારું કહેવું છે, ફરિઆદીના બેરિસ્ટરે કહ્યું છે કે મને સત્તા જોઇએ છે. હું પણ કહું છું કે મને લોકપક્ષ ને સત્તા જોઇએ છે. મેં ફક્ત મરાઠી લેખોમાંજ કહ્યું છે એમ નહીં ખુદ રાજાએ નીમેલા અધિકાર વિભાગની કમીશનમાં પણ એમજ કહ્યું છે મેં મ્હારો મત ગુપ્તરીતે મરાઠીમાંજ પ્રસિદ્ધ કર્યોછે એમ નહીં પણ પ્રચલીત અસંતોષ નષ્ટ કરવાનો ઉપાય શોધી કાઢવા માટે ઇંગ્લાંડથી નીમવામાં આવેલા રોયલ કમીશનમાં પણ એમજ કહ્યું છે. ગયા પચાશ વર્ષથી લોકમતના નેતાઓની એજ તકરાર છે. એક પક્ષનું એમ કહેવું છે કે હિંદીવર્તમાનપત્રોના લેખથી, કોંગ્રેસના ઉદ્દામપક્ષના લોકોથી તથા સર્વ પ્રકારની હિલચાલ કરનારા દોઢ ડાહ્યા ગૃહસ્થોથી બોંબના અત્યાચારો

થયા. પણ હું કહું છું કે રાજકારભારના દોષને લીધેજ આ આત્યાચારો થયા છે. જો આ ચળવળ બંધ કરાવવી હોય તો રાજકારભારમાં સુધારા થવા જરૂરના છે. નેશનલ કોંગ્રેસની તથા રાજકીયનેતાઓની આ હિલચાલ ચાલી રહી છે તે રાજ્યપદ્ધતીના દોષને લીધેજ, લોકોના હાથમાં વધુરાજ સત્તા જોઇએ છે, એ આકાંક્ષા જો રાજદ્રોહી હોય તથા એવી આકાંક્ષા રાખવી ગુન્હારૂપ થઇ પડે તો હું અનેક પુસ્તકોમાંથી મ્હારા વિચારને મળતાં ઉતારાઓ અહીં વાંચી બતાવું છું તો તે સર્વ પુસ્તકો સરકારે જપ્ત કરી, ફાડી તોડી નાખવા જોઇએ યાતો બાળી ભસ્મ કરી નાંખવા જોઇએ. ના. ગોખલે ૧૯૦૮ ના માર્ચ મહિનામાં બજેટપર ભાષણ કરતી વખતે ધારા સભામાં આ પ્રમાણે વિચારો દર્શાવ્યા હતા. " બંગાલના કેટલાક લોકોએ નવીન મત પ્રતિપાદન કરવાની શરૂઆત કરી છે તથા આ ઉપદેશકોની આપણા પર જે છાપ પડી છે તેનું કારણ એ છે કે રાજ્યપધ્ધતીમાં સુધારાની ખામી હોવાથી આપણા દુ:ખ દુર થવા ઘણા મુશ્કેલ છે, એમ લોકો જાણી ગયાથી નવીન મતને આધાર મળે છે. આ સ્થિતિ સુધારવાનો ખરો ઉપાય દાબી દેવાની રાજ નીતિ નહીં પણ હેત મીઠાસની રાજનીતિજ કહી શકાય" સને ૧૯૦૬ ની સાલમાં ડા. રાસબિહારી ઘોશે એવો ઇશારો કર્યો હતો કે " સાંપ્રત બંગાલના તરૂણ યુવકોની વૃત્તિ કેવા પ્રકારની છે એ વિષે મને થોડી ઘણી માહિતી છે. બંગાલ કદાચિત પ્રતિરશિયા થશે એવી સાંપ્રતીક સ્થિતિ છે." બોંબના અત્યાચારો થયા પૂર્વે તેઓએ આ ઉદ્દગારો કાઢયા હતા. તે વખતે ઇંગ્લીશમેન પત્રે એમ

કહ્યું હતું કેઃ-' બંગાલના ગુપ્તકાવત્રાની તેઓને માહીતી હોવી જોઇએ મેં સરકારી સત્તાને ના કબુલ કરી નથી. પોતાના હાથમાંની સત્તા જવી જોઇએ એમ અમલદારોને લાગતું નથી પણ આ લોભ તેઓ છોડી દેશે તો ડહાપણ ભર્યું ગણાશે અને આ અત્યાચારોથી તેઓએ એજ ધડો શિખી દેશની સ્થિતિ કેવા પ્રકારની છે તે સમજી લેવું જોઇએ. અમલદારોના ખૂન કરવાથી કંઇપણ ફાયદો નથી એમ મેં તે લેખોમાં ચોખ્ખું જણાવ્યું છે. મોટા મોટા અમલદારોના ખૂન કરવાથી બ્રિટિશરાજ્યના પાયાને ધોકો લાગશે એમ સમજવું મૂર્ખતા ભરેલું છે. "તમારા કૃત્યો દુષ્ટતા ભરેલા છે તથા એવી રીતે સરકારને તમે કંઇપણ ધોકો પ્હોંચાડી શકશો નહિ" એવો મેં લોકોને ઉપદેશ કર્યો છે "આ કૃત્યો દુષ્ટતા ભરેલા છે અને તે અવશ્ય બંધ થવા યોગ્ય છે; પરંતુ આ કૃત્યની પુનરાવૃત્તિ ન થાય તે માટે લોકોને પણ હક્ક આપવા જરૂરના છે."એવા પ્રકારનો ઉપદેશ મેં સરકારને પણ કર્યો છે........દાદાભાઇ નવરોજીના 'પાવર્ટી એન્ડ અનબ્રિટિશ રૂલ ઇન ઇંડિયા' નામના પુસ્તકમાંથી ટારંસનો એક ઉતારો લીધો છે, તેનાપરથી પણ એજ સિદ્ધ થશે કે 'બોંબગોળા તૈયાર કરો' આવો ગુઢાર્થ મ્હારા લેખોમાંથી નીકળી શકતો નથી. બોંબ ગોળા સહજમાં બનાવી શકાય છે, એવા પ્રકારનું વર્ણન કરવા માટે જો મને જવાબદાર ગણી શકાય તો ટાઇમ્સ ઓફ ઇંડિયા કિંવા બીજા એંગ્લો ઇંડિયન પત્રોને પણ શા માટે જવાબદાર ન ગણી શકાય? બોંબ ગોળા, સ્ફેટક દ્રવ્ય તથા જ્વાલાગ્રાહિ પદાર્થ વિષે ચર્ચા ચાલી રહી હોવાથી તે ચર્ચા મ્હારા પત્રમાં પણ આવી. આ અસંતોષ

પહેલેથીજ થયેલો છે અને સર્વેના મત મ્હારા મત પ્રમાણે છે; તો પછી મેં નવીન અસંતોષ ઉત્પન્ન કર્યો તથા રાજદ્રોહ ફેલાવવા માટે ઉશ્કેરણી કરી એમ કહી શકાય? પુરાવામાં લીધેલા પોસ્ટ-કાર્ડનો હું એમ ખુલાસો કરવા માગું છું કે:—જ્વાલાગ્રાહી પદાર્થની વ્યાખ્યા વાંચીને નવા પાસ થયેલા કાયદાપર ટીકા કરવાનો મ્હારો વિચાર હોવાથી એક કેટલોગમાંથી પુસ્તક કર્ત્તાના નામ સહિત ગ્રંથનું નામ તે કાર્ડપર લખ્યુ હતું. આ કાર્ડ દરરોજના કાગળ-પત્રવાળા કબાટના ખુલ્લા ખણમાંથી મળેલું હોવાથી, મ્હારા હેતુ વિશે શંકા રાખવાનું કંઇપણ કારણ નથી, એમ તમોને જણાઇ આવશે. જ્યુરીમાંના સભ્ય ગૃહસ્થો! મુદ્રણ સ્વાતંત્ર્યના તમે સંરક્ષક છો; મ્હારાપર મુકવામાં આવેલા આરોપો અસ્પષ્ટ તથા સંદિગ્ધ છે, લેખોનાં ભાષાંતરો ભુલભરેલાં છે, લેખ લખવાનો હેતુ શો છે, લેખ લખ-તી વખતે પરિસ્થિતિ કેવી હતી તથા વાદવિવાદનું સ્વરૂપ કેવા પ્રકારનું હતું ઇત્યાદિ બાબતોનો પૂર્ણ વિચાર કરી યોગ્ય ચૂકાદો આપશો એવી આશા છે. મ્હારા માટે નહીં પણ જે કાર્ય માટેહું અભિમાન રાખું છું તે કાર્યને માટે હું તમારી પાસે ન્યાયની યાચના કરૂં છું. આ કાર્ય પવિત્ર છે તથા જે જગતનિયંતા પાસે ઉભા રહી આપણે સર્વને એક દિવસ આપણા કૃત્યો માટે જવાબ આપવાનો છે તેજ તમને યોગ્ય મત જણાવવાની પ્રેરણા કરશે. મારૂં ભાષણ પુરૂં થયું, તમે આટલા વખત સુધી મારૂં ભાષણ શાંતતાથી સાંભળી લીધું છે તથા એ, જનરલે વિનયપૂર્વક વર્તણુક ચલાવી મ્હારા ભાષણને અડચણ કરી નહીં તે માટે હું તમારો તથા તેઓનો આભાર માનું છું.

❀

**એડવોકેટ જનરલનું ભાષણ:**—પછી એડવોકેટ જનરલ મી૦ બ્રેન્સને ભાષણ કરવાની શરૂઆત કરી. તેઓએ કહ્યું કે:— "તિલકનું ભાષણ મને મહત્વનું લાગતું નથી. તેઓએ કરેલી ચર્ચા અપ્રસ્તુત તથા વખતનો અપવ્યય કરનારી છે. લેખોનો અમુક અર્થ કરવો જોઇએ એમ જે તિલક કહે છે તે નિરાધાર છે. તેઓએ તમારી આંખોમાં ધૂળ નાંખી છે. મેં જે લખ્યું છે તેનો અર્થ એમ થતો નથી પણ હું જેમ કહું છું તેમ થાય છે. આ જવાબ ખરેખર ભૂલભરેલો છે લેખ લખતી વખતે તિલકનાં મનમાં કેવા અર્થ ઘોળાયા કરતા હતા તેનો નિર્ણય તે લેખ વાંચીને કરી શકાશે. વર્ત્તમાનપત્રની સ્વતંત્રતાના તમે સંરક્ષક છો એમ જે તિલકે કહ્યું છે તે કેટલું મૂર્ખતાભરેલું છે! જેમ હું વર્ત્તમાન-પત્રોની સ્વતંત્રતાનો સંરક્ષક નથી, તેમ તમે પણ નથી. પરમેશ્વર પાસે તમે પીનલકોડના સંરક્ષક છો અને પીનલકોડ વર્ત્તમાનપત્રોની સંરક્ષક છે. કાયદાએ પ્રસ્થાપીત થએલી સરકાર વિરૂદ્ધ દ્વેષ ઉત્પન્ન કરવાનો પ્રસિદ્ધ કરેલા લેખોનો હેતુ હતો એવો જો તમે ચુકાદો આપી દેતા હોતો પછી હેતુ સિદ્ધ થયો કે નહીં એ પ્રશ્ન રહેશે નહિ. એકાદ મનુષ્યના મનમાં શું છે એ સમજી લેવાનો માર્ગ તેણે લખેલા લેખ તથા આપેલા ભાષણો ઉપરથી સમજવો જોઇએ. મેં અમુક લખ્યું છે અથવા અમુક કહ્યુ છે એમ સિદ્ધ કરી બતા-વવા જો તેની પાસે પુરાવો ન હોય તો તેના કહેવા તરફ દુર્લક્ષ્ય કરી આરોપ સાબીત કરવો એજ રોકડો હિસાબ છે. એવો મહા-ન્યાયમૂર્તિ સર લૉરેન્સ જેન્કીન્સનનો મત છે. લોકોને સરકારના

કૃત્યોપર ટીકા કરવાનો અધિકાર નથી એમ કોણે કહ્યું છે? પણ એટલું ધ્યાનમાં રાખવું કે સ્વતંત્રતાનો જોઇએ તેમ ઉપયોગ કરવો નહિ. તમે ગમે તેટલી કડક ભાષા વાપરો પરંતુ સરકાર વિરૂદ્ધ લોકોના મનમાં દ્વેષ કિંવા તિરસ્કાર ઉત્પન્ન કરવો નહીં અગર ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો નહિ. આટલી લાંબી સ્વતંત્રતા માત્ર કાયદાથીજ નહીં પણ ન્યાયાધિશે આપેલા ચુકાદાપરથી લોકોને મળી ચુકી છે, એ તિલકને માહિતી હોવી જોઇએ બ્રિટિશસરકાર ઈંગ્લંડ દેશમાં સંપત્તિ લઇ જવાના ઉદ્દેશથી હિંદુસ્થાનના લોકોને લૂંટે છે. સ્વતંત્રતાને બહાને તિલકને એમ લખવાનો અધિકાર નથી. સરકારને ગાળો આપવામાં વર્ત્તમાનપત્રની સ્વતંત્રતાનો ઉપયોગ થાય એ તો સ્વતંત્રતાની હદજ વળી ગઇ. જાણે સરકારને ગાળો આપવાનો આ એક પરવાનોજ મળ્યો છે, એમ તિલકને લાગે છે. આટલી આટલી સ્વતંત્રતા મળવા છતાં આ લોકો તકરાર કરે છે કે હાલની સરકારના અમલમાં વર્ત્તમાનપત્રોને સ્વતંત્રતા મળવી અશક્ય છે. આ પ્રમાણે આરોપીનું કહેતું તદન ગેરવ્યાજબી છે. સરકાર જો વર્ત્તમાનપત્રોની સ્વતંત્રતાપર દાબ રાખવા જાય તો તરતજ તેને જુલમી સરકાર એમ કહ્યા શિવાય તેઓ રહેજ નહિ. એકંદરે આવી સરકારજ ન જોઇએ આવો તિલકના ભાષણમાંથી ધ્વનિ નીકળે છે. વિચાર કરો આનાથી વધારે ભયંકર શું હોઇ શકે? હવે આરોપીનો હેતુ તેઓએ લખેલા લેખો ઉપરથી તારવી કાઢો, તેજ પ્રમાણે લેખકની પરિસ્થિતિ તરફ ધ્યાન આપો તથા લેખોમાં વાપરવામાં આવેલી ભાષા તરફ પણ ધ્યાન આપો. હવે શો નિકાલ કરવો એ તમારા વિચારપર અવલંબી રહે છે.

**ન્યાયમૂર્ત્તિએ કરેલું ભાષણ:**—ત્યાર પછી ન્યાયમૂર્તિ દાવરે જુરીને ઉદ્દેશીને ભાષણ કર્યું. "તમારા ઇન્સાફપર આરોપીને વિશ્વાસ છે એ જોઇ મને સંતોષ થાય છે. તમારી સામે ઉભો રહેલો આરોપી તમારામાંનો એક પ્રજાબંધુ છે, એમજ તમારે સમજવું. આરોપીએ તમને જે જે બાબતો વિશે વિચાર કરવાને કહ્યું છે તે તે બાબતોનો તમે સહાનુભૂતિપૂર્વક વિચાર કરી યોગ્ય નિકાલ કરશો એવી મને આશા છે. પણ તમારે એક બાબત ધ્યાનમાં રાખવી કે આ મુકદ્દમામાં સરકાર ફરિયાદી છે એ વાતને તમે જુદુંજ મહત્વ આપતા નહિ. તિલકપર મુકવામાં આવેલા આરોપો સાર્વજનિક તથા રાજકીય સ્વરૂપના છે અને તે ૧૨૪ અ તથા ૧૫૩ અ કલમની નીચે મુકવામાં આવેલા છે. આ લેખો-દ્વારા સરકાર વિરૂદ્ધ દ્વેષ, તિરસ્કાર તથા રાજદ્રોહ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થયો છે કે નહીં તેનો તમારે નિર્ણય કરવાનો છે જો આરોપી તરફના સેંકડો માણસોને અહીં બોલાવવામાં આવે તો તેઓ એમજ કહે કે આ લેખોથી દ્વેષ યા તિરસ્કાર ઉત્પન્ન ન થતાં પ્રીતિજ ઉત્પન્ન થશે અને જો બીજી બાજુના માણસોને બોલાવવામાં આવે તો તેઓ વળી એમ કહે કે, આ લેખોથી દ્વેષ તથા તિરસ્કાર ઉત્પન્ન થશેજ. હવે તમારા મનપર આ લેખોનો શો પ્રભાવ પડે છે એજ મ્હારે જાણવાનું છે. પૌર્વાત્ય પદ્ધતિ, પૌર્વાત્ય ભાષા અને પૌર્વાત્ય વિચાર વિગેરે સંજોગો ધ્યાનમાં લેઇ આરોપીએ કાયદાની મર્યાદા ઉલ્લંઘી છે કે નહીં તેનો નિર્ણય કરો. સરકારપર પ્રેમ રાખવો જોઇએ એવી કોઇના પર ફરજ પાડવામાં આવી નથી, તેમ સરકારને પણ કહેવાનો હક્ક નથી એકાદ મનુષ્યના મનમાં સરકાર વિરૂદ્ધ તિરસ્કાર તથા રાજદ્રોહ વાસ કરી રહ્યો હશે એ ચાલશે, પરંતુ તેણે ભાષણો, લેખો કિંવા બાહ્યચિન્હોદ્વારા અન્ય લોકોના મનમાં એવો મનોવિકાર ઉત્પન્ન કરવો નહિ. લેખો તાબડ-તોબ લખવામાં આવ્યાથી કાયદાની જાળમાં ફસાઇ ગયા છે, એમ

જો તમને લાગતું હોય તો આરોપીને છુટ આપો. બોંબગોળા વિષે પાંચ છ લેખોમાં ચર્ચા કરવામાં આવી છે. તે યથાયોગ્ય છે, એમ જો તમને લાગતું હોય તો આરોપીને દોષમુક્ત કરો. બોંબ-ગોળા એ રાજકીય ચળવળ કરવાનો કાયદેસર માર્ગ છે એવો અર્થ તેઓના લેખોમાંથી નીકળી શકે છે! વાંચકોપર આનો શો પરિણામ થશે એનો તમારે વિચાર કરવો જોઇએ. આરોપીએ કાર્ડ સંબધી એમ ખુલાસો કર્યો છે કે જવાલાગ્રાહી પદાર્થના કાયદાપર ટીકા કરવાને માટે કાર્ડ પર લખેલા પુસ્તકો વાંચવાનો મ્હારો વિચાર હતો. આ વાત ખરી હશે. બોંબગોળાની કૃત્તી વિષેના પુસ્તકો છે કે નહીં તે હું જાણતો નથી. જો બોંબગોળાથી તેઓનો સંબંધ હોત તો કાર્ડનો કંઇ ઉપયોગ થયો હોત. દરેક આરોપનો સ્વતંત્ર વિચાર કરી તમને યોગ્ય લાગે તે અભિપ્રાય આપો. કારણ કે તમારા અભિપ્રાય પ્રમાણે તેનો અમલ કરવો પડશે ”

**જ્યુરિનો અભિપ્રાયઃ**—પછી રાતના ૮।। વાગે જ્યુરી એકાંતમાં વિચાર કરવા ગઇ અને ૯।। વાગે વિચાર કરી પાછી આવી. ૧૨૪ અ તથા ૧૫૩ અ. કલમના આરોપ નીચે સાત વિરૂદ્ધ બે મતથી તિલકને દોષીત ઠરાવવામાં આવ્યા.

**છેવટનો ઉદ્દગારઃ**—પછી ન્યાયમૂર્તિ દાવરે તિલકને પુછયું કે હવે બીજું કંઇ તમારે કહેવુ છે? ત્યારે તિલકે આ પ્રમાણે ઉદ્દગાર કાઢયો કે;—“જો કે જ્યુરીનો અભિપ્રાય મારા વિરૂદ્ધ થયો છે, તથાપિ હું પૂર્ણ નિર્દોષ છું, એમ મ્હારૂં મન મને સાક્ષી આપી રહ્યું છે માનવી શક્તિથી શ્રેષ્ઠ એવી ઇશ્વરી સત્તા, માનવી અને રાષ્ટ્રીય ભવિષ્યપર ચાલે છે; અને મેં સ્વિકારેલા દેશકાર્યની વૃધ્ધિ મ્હારા સ્વાતંત્ર્ય કરતાં મ્હારાપર આવેલા સંકટો તથા દુઃખોથીજ થવાની, એવી ઇશ્વરી યોજના હોવાનો સંભવ છે!”

**ન્યાયમૂર્તિ દાવરનો ચુકાદોઃ**—ત્યાર પછી ન્યાયમૂર્તિ દાવરે

ચુકાદા વિષે ભાષણ કરતાં જ્યુરીમાંના બે ગૃહસ્થોને તથા લાખો હિંદવાશીઓને એક પ્રકારે ગાળો આપી તિલકની દેશભક્તિપર શંકા પ્રદર્શિત કરી હતી. તિલકને ઉદ્દેશીને તેઓએ કહ્યું કે:—"તમને શિક્ષા ફરમાવવાનું વિકટ કામ હવે મને કરવાનું છે. તમે હાલ જે સ્થિતિમાં છો તે સ્થિતિમાં મારા જેવો માણસ હોય એ જોઇ મને ઘણો ખેદ થાય છે. તમે બુધ્ધિવાન્ તથા સામર્થ્યવાન્ હોવાથી લોકોપર તમારી ઘણી સારી છાપ છે; અને તમારી બુદ્ધિનો તથા સામર્થ્યનો જો તમે ઉપયોગ દેશના કલ્યાણ માટે કર્યો હોત તો જે લોકોનો તમે પક્ષ લો છો તેઓનું ખરેખર કલ્યાણ થાત. દશ વર્ષ પહેલા તમને શિક્ષા થઇ હતી પરંતુ તે વખતે કોર્ટે ઘણી હલકી શિક્ષા કરી હતી અને મહારાણી વિક્ટોરીઆએ તમારાપર દયા કરી શિક્ષા પુરી થયા પહેલા મુકત કર્યા હતા. રાજદ્વારી હિલચાલમાં તમારી માફક લેખો લખવા જોઇએ એમ જેઓ ધારતા હશે તેઓના અંતઃકરણો સડેલાં, રોગીષ્ટ તથા જગતથી જુદા પ્રકારના હોવા જોઇએ. તમારા લેખોમાં રાજદ્રોહ ઓતપ્રોત ભરેલો છે તથા બંડ ફિતુર કરવા તરફ તેનું લક્ષ્યસ્થાન છે. ખૂન તથા બંબગોળાથી થનારા પ્રાણઘાતક અત્યાચારો તમને પસંદ છે, એટલુંજ નહીં પણ હિંદુસ્થાનમાં બોંબગોળાનો અવતાર દેશના હિતને માટે થયો છે, એમ લખી તમે હર્ષ પ્રગટ કર્યો છે. રાજ્યકર્ત્તા વિષેની ગયા દશ વર્ષથી તમારા મનમાં રહેલી દ્વેષબુદ્ધિ રતીભાર પણ ઓછી થઇ નથી. નિરપરાધિ અબળા પર બોંબ ફેકવામાં આવ્યા પછી દર અઠવાડિએ તમે આવા લેખ લખતા હતા. બોંબ એતો જાણે એક કાયદેસર હથિઆર યાતો ઉપાય છે, એમ બતાવવાનો તમારો લેખનો ઇરાદો છે. તમને શિક્ષા ફરમાવવાને મને ઘણો ખેદ થાય છે. તમને કઇ શિક્ષા કરવી તેનો મેં કાળજીપૂર્વક વિચાર કર્યો છે મ્હારા કર્ત્તવ્યને સ્મરીને તથા તમે કરેલા ગુન્હાનો સ્વરૂપ ધ્યાનમાં લઇને હું જે સિક્ષા કરવાનો છું તેથી ઓછી શિક્ષા કદીપણ કરી શકાય નહિ. પહેલા બે આરોપ

માટે જન્મટીપ કિંવા કાળાપાણીની શિક્ષા કાયદાએ ફરમાવી છે. કાળાપાણીની શિક્ષા કરવી કે કારાગ્રહની શિક્ષા કરવી એ વિષે મેં ઘણો વિચાર કર્યો છે, તમારી વય, તમારી પરિસ્થિતિ, સરકારી કાયદો તથા સાર્વજનીક શાંતતા વિગેરે બાબતો ધ્યાનમાં લઇ મને એમ લાગે છે કેઃ-જે દેશ માટે તમારા મનમાં નિસ્સિમ પ્રેમ હોવાનો દાવો કરો છો તે દેશમાંથી કેટલોક વખત સુધી તમને દુર કરવા ઇષ્ટ તથા શ્રેયસ્કર છે ૧૨૪ અ કલમ નીચેના બે આરોપો માટે ત્રણ ત્રણ વરસની કાળાપાણીની શિક્ષા ફરમાવું છું આ બંને શિક્ષા એક પછી એક અમલમાં લાવવામાં આવશે; એકંદરે ૭ વરસની કાળાપાણીની શિક્ષા હુ તમને ફરમાવું છું. ૧૫૩ અ કલમ નીચેના આરોપ માટે વધારે શિક્ષા ન કરતાં માત્ર ૧૦૦૦ રૂપિયા દંડ કરૂં છું અને ચોથો આરોપ એડવોકેટ જનરલની અરજ પરથી પાછો ખેંચી લઉં છું.

**દેશનિકાલ:**-શિક્ષા ફરમાવ્યા પછી પોલીસે લો૦ તિલકને કોઇપણ માણસને મળવા ન દેતાં હાઇકોર્ટની નીચે ઉભી રાખેલી મોટરગાડીમાં બેસાડી મહાલક્ષ્મીના સ્ટેશન નજીક લઇ આવ્યા. સ્પેશીઅલ ત્રેન જે અગાઉથી ઉભી રાખવામાં આવી હતી, તેમાં તિલકને બેસાડયો. બીજે દિવસે પ્રભાતે સાત વાગાના સુમારે સાબરમતીના સ્ટેશન નજીકની જેલ પાસે લો૦ તિલકને ઉતારવામાં આવ્યા. અમદાવાદની પોલીસ તથા કલેકટર તેઓને સાબરમતીની તુરંગમાં લઈ ગયા. સાબરમતીમાં તેમની ખાવા પીવાની વ્યવસ્થા બીજા સખ્ત મજુરીના કેદીઓ પ્રમાણે હતી. અનાજ તથા કપડાં-લતાં જેલનાજ મળતાં હતાં, આ સંકટોથી દશ દિવસમાં તેઓનું વજન દશ રતલથી પણ વધારે ઓછું થયું. પોલીસને શંકા જવાથી ડાકટરની સલાહ લઇ દરરોજ બે રતલ દુધ તથા બે ઔંસ ઘી

આપવાની શરૂઆત કરી. જોકે શિક્ષા સખ્ત મજુરીની હતી પણ શરીર ક્ષીણ થતું હોવાથી સાબરમતીમાં તેઓને કંઇપણ કામ આપવામાં આવ્યું નહિ. તા૦ ૧૩ મી સપ્ટેંબરની રાત્રે જેલર, તિલક જ્યાં સુતેલા હતા ત્યાં આવી તેમને એક ઓફીસમાં લઇ ગયો. ત્યાં તિલકને હિંદુસ્થાનમાંથી હાંકી કાઢવાની સર્વ તૈયારી કરી રાખવામાં આવી હતી. તેમને એક ગુજરાતી બ્રાહ્મણ રસોઇ કરવા માટે આપવામાં આવ્યો હતો. તિલકને જેલની બહાર કાઢતી વખતે જેલનો પોશાક ન પહેરાવતા તેમના પુર્વના કપડાં (ધોતીયું, અંગરખું, પાઘડી) પહેરવાની છુટ આપી. તિલકને જોકે આટલા બંદોબસ્તથી તથા ગુપ્તપણાથી સાબરમતીથી રવાના કર્યા તથાપી વડોદરા પાસેના ગાઆંગામ સ્ટેશન નજીક ટ્રેન આવી પહોંચતાં બહારથી "તિલક મહારાજકી જય" નો જયઘોષ મોટેથી થવા

---

લાગ્યો. અહાહા લોકોનો કેવો પ્રેમ! જુઓ, લોકોની સુખશાન્તિ માટે સરકાર તિલકને હદપાર કરે છે!! પ્રાતઃકાળે છ વાગાના સુમારે મુંબઇના બંદરે ગાડી ઉભી રહી. મુંબઇના પોલીસ અમલદારો તેમને ગાડીમાંથી ઉતારી તૈયાર રાખેલી સ્ટીમલોંચમાં બેસાડીને હાર્ડીંગ મીલીટરી સ્ટીમરપર લઇ આવ્યા તે સ્ટીમરના નીચલા મજલામાં ખલાશીઓને પુરી રાખવા માટે અનેક ઓરડીઓ રાખવામાં આવી હતી; તેમાંની એક ઓરડીમાં તિલકને તથા બીજીમાં રસોઇ કરનાર બ્રાહ્મણને પુરી રાખવામાં આવ્યા. આ પ્રમાણે તિલકને મુંબઇથી હાંકી કહાડી સરકારે સર્વત્ર શાંતતા પ્રસાર કરવાનો પ્રયત્ન કર્યો. પણ શાંતીને બદલે કેવી અશાંતિ ફેલાઇ એ નીચેની હકીકત પરથી ખુલ્લું જણાઇ આવશે.

**લોકક્ષોભ:**—શિક્ષાની ખબર સાંભળી લોકોમાં હાહાકાર ફેલાઇ ગયો. મુંબઈ જેવા અસંખ્ય જનસમાજને આ મહા પુરૂષે ઘેલો બનાવી દીધો. એટલુંજ નહીં પણ ભારતના ખુણે ખુણામાં

---

તિલકનું નામ આ બાલવૃદ્ધના મુખમાંથી સહજ નીકળી જતું. લોકોએ કેટલાક દિવસો સુધી સર્વ વ્યવહાર બંધ રાખી હૃદયમાંથી નીકળી રહેલા ઉંડા નિઃશ્વાસો તે માર્ગે પ્રદર્શિત કર્યા. વળી મુંબઇના મજુરોએ એવો સંકલ્પ કર્યો હતો કે જે, મહાપુરૂષે અમારા માટે ૭ વર્ષની કાળાપાણીની શિક્ષા સહન કરી છે તેના માટે વધુ નહીં તો ૭ દિવસ અમે કામપર જઇશુંજ નહિ. મીલોમાં કામ કરનારા મજુરોના ટોળામાંથી કેટલાકોએ આ દુઃખદવાર્તાથી ચિઢવાઇ જઇ રસ્તાપર બંદોબસ્ત રાખવા માટે આવેલી લશ્કરી ટોળી પર પત્થરોનો પ્રહાર કરી, લશ્કરી ટોળીના ગોળી બારથી પોતાના પ્રાણુની આહુતિ આપી હતી. મુંબઇના વ્યાપારીઓએ દિલગીરી પ્રદર્શિત કરવા માટે કેટલાક દિવસો સુધી સર્વ બજારો બંધ રાખ્યા હતા, અને મીલના માલેકોને પણ મીલો બંધ રાખવી પડી હતી. કેટલાક દિવસો સુધી

---

લશ્કરી પોલીસની મજબુત દેખરેખ હોવા છતાં બિલકુલ પણ શાંતતાં જણાઇ ન્હોતી. તિલક પર સહાનુભૂતિ દર્શાવવા માટે તેમના કુટુંબ પર લોકો તરફથી હજારો તારોના સંદેશાઓ મોકલવામાં આવ્યા હતા. લોકોએ જાહેર સભા તથા વર્ત્તમાનપત્રદ્વારા કૃતજ્ઞતા તથા પ્રેમ વ્યક્ત કીધો હતો કેટલાકોએ તેમના સ્મર્ણાર્થે 'તિલકાશ્રમ' કાઢવાની નવીન કલ્પના બહાર પાડી હતી. મહેરબાનીથી કહો કે લોકક્ષોભથી કહો પણ પાછળથી તિલકને દંડ કરેલા એક હજાર રૂપીયા માફ કરી તથા સખ્ત મજુરીની શિક્ષાને સાદી શિક્ષાના રૂપમાં ફેરવી 'દયાની યાચના' ને લાત મારનારા મનુષ્ય પર સરકારે 'મ્હોટો ઉપકાર કર્યો! તિલકને જે આ છ વર્ષની શિક્ષા થઇ હતી તે ક્રુરતા ભરેલી તથા અન્યાય ભરેલી હતી એમ સરકારના સ્તુતિપાઠકો શિવાય સર્વ કોઇ વિચારશીલ મનુષ્યને લાગ્યા શિવાય રહેશે નહિ.

મરહુમ તિલકનો જન્મ રતનાગીરીમાં તા. ૨૩–૭–૧૮૫૬ ના રોજ થયો હતો આવશાન મુંબઇ સરદારગ્રહમાં તા. ૩૧–૭–૧૯૨૦ ની રાત્રે ૧૨–૫૦ (સ્ટા. ટા.) થયા હતા મરહુમના શબને સરદાર ગ્રહમાં પહેલે માળે ગોખમાં સર્વ લોકોને દર્શન થઈ શકે તેવી રીતે બેસારવામાં આવ્યું હતું. લાખો માણસોની હાજરી વચ્ચે મરહુમનું સરઘસ બપોરના બે વાગે સોનાપુર તરફ લઈજવામાં આવ્યું આ વખતે ત્રણથી ચારલાખ માણસો હાજર હતાં અને રસ્તામાં દર્શનાભીલાષી મુંબઇની વસતીનો ઘણોભાગ હાજર હતો મરહુમ ઉપર પુષ્પ તથા દ્રવ્યની અસંખ્ય વૃષ્ટી ઉપરાંત તિલક મહારાજકી જયના પુકારો થતા હતા અને લાખોના નેત્રોમાંથી અશ્રુઓ ચાલ્યાં જતાં હતાં. ચોપાટી ઉપર દરીયાકીનારે ચંદનના કાષ્ટમાં સાંજના આઠ વાગતાં મરહુમના પુત્રે અગ્ની સંસ્કાર કર્યો હતો. મરહુમને બે પુત્રોછે કે જેમાના એક રામભાઉ ગ્રાન્ડ કોલેજમાં એમ. બી.બી એસના અભ્યાસ કરેછે અને બીજા બાપુ ફરગ્યુસન કોલેજમાં સીનીયર બી.એ. કલાસમાં અભ્યાસ કરેછે પુત્રીઓ ત્રણછે કે જે ત્રણેના લગ્ન કરી આપેલાંછે

**સમાપ્ત.**

# કાયમની શકતી મેળવી જીંદગી પર્યંત
# સુખ ભોગવવા માટે
## સજરસ મકરધ્વજ વઘભવ ટોનીક પીલ્સ.

આ અજબ દવા નપુંસક જેવા બનેલા પુરૂષોને ખરૂં પુરૂષત્વ આપવામાં સઉથી પહેલો નંબર ધરાવે છે.

સ્વપનામાં તથા પેસાબમાં જતી ધાતુને વધારી ઘટ કરી વીર્ય વીકારના દરેક દરદો સારા કરે છે. લોહીનો જથો વધારી શરીરનાં દરેક અવયવોને શકતી આપે છે. નાશ પામેલી યાદશકતીને સજીવન કરી મગજને બળવાન બનાવવાને વીજળી રૂપે કામ કરે છે. માથાનો દુખાવો, મનની દીલગીરી, સાંધાંઓમાં થતી કળતર, આંખે ચકરી આવવી, ભુખનું કમી થવું, કમરનો દુખાવો વીગેરે દરદોને જલદીથી દુર કરે છે. શરીરની સુસ્ત પડેલી નસોને તાકાત આપી વૃદ્ધને જુવાની હાલતમાં લાવી ફીકા પડી ગયેલા ચહેરાને કાંતીવાન બનાવી શરીરને મજબુત બનાવે છે.

**મનુષ્ય જીવન** સુધારીને વધારનાર આ છેલ્લો અમૃતમય ઉપાય છે.

**કી० ગોળી ૪૦ નંબર પહેલાના રૂ. ૧૦.**

## ડૉકટર વલેરા.

મેળાપ—સવારના ૮ થી ૧૨—વડગાદી, કોલીવાડાને નાકે, નઝર મેન્સમાં, મુંબઇ.

સાંઝના ૫ થી ૮ જુના દવાખાનામાં, મુંબઇ થીએટરની સામે, મુંબઇ

સઘળો પત્ર વહેવાર નીચેને સીરનામે કરવો—

**ડૉ. વલેરા—પોસ્ટ નં. ૪ મુંબઇ.**